



# સહકાર મરહુદ

ને માટે.

# ફતાવાએ મહમુદ

હિંદુસ્તાનના મુસલમાનોના પ્રખ્યાત આગેવાન હઝરત શેખુલ હિંદ શેખે આઅઝમ ઇમામે મોહદ્દેસીને ઝમન, મહુંમ મૌલાના મૌલવી મહમૂદુલ હસન સાહેબ દેવબંદી (રહ) કે જેઓને આપણી બહાદુર ગવર્નમેન્ટે કેદી તરીકે માલ્ટા મોકલી દીધા હતા તેઓ હિન્દુસ્થાન આવ્યા પછી તેઓ સાહેબને અલીગઢ કોલેજના વિદ્યાર્થીઓએ જે સવાલો પૂછેલા તેની નકલ:—દીનના આલિમો અને શરીઅતે ઇસલામીયાના મુફતીઓ નીચે લખેલા મસઅલાઓ માટે શો અભિપ્રાય આપે છે?

આ ફતવો અલીગઢ કૉલેજના વાઇસ પ્રેસીડેંટ સેયદ નુરૂલ્લાહે અલીગઢના ફ્રેન્ડ્સ ઑફ પ્રેસમાં છપાવી ખાસ અલીગઢ કૉલેજથી ઉર્દુ ભાષામાં બહાર પાડેલો તેનો ગુજરાતીમાં અનુવાદ કરાવી પ્રસિદ્ધ કરનાર:—

રાંદેર ખિલાફત કમેટી
ઠેકાણું:—રાંદેર જીલ્લા સુરત.
અકટોમ્બર ૧૯૨૧.

ઓ. સેક્રેટરીઓ,
મોહમદ અહમદ સુરતી
મોહમદ ગુલામ જીવા

સુરત ભાગાતળાવ રોડપર આવેલા ધી "ઇન્ડીઆ" પ્રિન્ટીંગ પ્રેસમાં કંચનલાલ ચુનીલાલએ છાપ્યો.

२

સવાલો.

૧. હાલમાં ખરચાઓના ભારે બોજાને લીધે ગવર્નમેંટ તરફથી જે ગ્રાંટ લેવામાં આવે ગ્રાંટ સ્કૂલોમાં અસહકારને લીધે લેવી જાયઝ છે કે નહીં ?

૨. ગવર્નમેંટ તરફથી જે નાણાં રૂપી વજીફા વિદ્યાર્થીઓને અને જેઓને સરકાર તરફ મતાબો મળેલા છે તેઓને મળે છે તેનું લેવું તે લોકોને દુરસ્ત છે કે નહીં ?

૩ પોતાના મા બાપ અથવા બીજા વડીલોની પરવાનગી લીધા વગર અથવા (પરવાનગ હીં આપતા હોય તો) તેઓની મરજી વિરૂદ્ધ એવી ( ગ્રાંટ લેનારી ) સ્કૂલો (કે કોલેજો) ડવી વિદ્યાર્થીઓ પર વાજિબ છે કે નહી ?

૪ બાલબચ્ચાં, સ્ત્રી કે મા બાપ વિગેરે જેઓનું ભરણું પોષણ કરવું વિદ્યાર્થીઓ પર રજ છે તેઓને છોડી દઇ ખરા દીલથી ખિલાફતના કામમાં જોડાઇ જવું અમને જરૂરી છે કે નહીં?

૫. ગવનમેંટ તરફથી અથવા જે દેશી રાજા કે નવાબો જેઓ અસહકાર અને ખિલાફતને માટે મુસલમાનો વિરૂદ્ધ મત ધરાવનારા હોય તેઓ તરફથી જે સ્કૂલોમાં નાણાંની દદ મળતી હોય એવી સ્કૂલોમાં ભણવું ભણાવવું અથવા ઇમામત કે વાએઝ કહેવાની અથવા ની ઇલ્મ પઢાવવાની અથવા તે પર દેખરેખ રાખવાની નોકરી કરવી જાયઝ છે કે નહીં ?

૬. ખિલાફત કમેટીના ચંદાથી એકઠા કરેલા માલમાંથી (જે લોકો ખિલાફતના કામમાંજ) ાગેલા હોય તેઓએ પોતાના અને પોતાના તે સગાં વહાલાં કે જેઓનું ભરણ પોષણ તેઓનાં ર ફરજ છે, જરૂર પુરતું લેવું જાયઝ છે કે નહીં ?

૭. જે લોકો સરકારી નોકરીમાં છે અથવા તે નિશાળોમાં છે કે જેમાં સરકારનું ગ્રાંટ વામાં આવે છે તેઓની સાથે કેવી તરેહનો સંબંધ રાખવો ?

૮ ખિલાફત અને અસહકારમાં હિંદુઓને અમારી સાથે જોડાવા દેવા અને નાણાં થવા તો જીભની અથવા બીજા કોઇ તરેહની તેઓની મદદ લેવી જાયઝ છે કે નહીં ?

૯ અલીગઢ કોલેજના ફંડની અને તેની ઇમારતોની રકમ જે લગભગ ચાળીશ લાખ પેઆની છે અને લાયબ્રેરી વિગેરે જરૂરી બીજી વસ્તુંઓ જે હજારો રૂપિયાની છે તે ભાળ લેવી અને દરેક વસ્તુને તેની યોગ્ય જગ્યાએ વાપરવું કોલેજના મેમ્બરોપર શું ફરજ.

૧૦ જે વિદ્યાર્થીઓ અંગ્રેજી ભણે છે તેમને માટે જરૂરી છે કે તેઓ દીની ઇલમ તે મેળવવામાં મંડી જાય કે જેથી દીની કામ પુરૂં કરી બીજાઓને કેળવણી આપે ા વિદ્યાર્થીઓને અસહકાર અને ખિલાફતના કામને ફતેહ મળે એવા કા ાવું જોઇએ ?

ફતવો પૂછનારા
અલીગઢ કોલેજના વિદ્યાર્થીઓ.
તા. ૧લી માહે સફર ૧૩૩૯ હિ.

# (પૂછેલા-સવાલોના) જવાબો

## અલ્લાહના નામથી જે રહમાન અને રહીમ છે.

તમામ તારીફ ખોદાવંદને માટે છે અને તેના પસંદ કરેલા બંદાઓપર તેની રહેમત નાજલ થતી હોજો

દિલહી તો હય ન સંગો ખિશ્ત દર્દ સે ભર ન આએ કયું.
રોએંગે હમ હજારબાર કોઈ હમે સતાએ કયું

મજકુર સવાલોના જવાબો સાંભળવા પહેલાં, ઘણીજ અગત્યની પહેલી વાત તો એજ છે, કે એક ધર્મચુસ્ત મુસલમાન પોતાની આજુ બાજુના વીચારોથી વેગળો થઈ, પોતાની ઈમાનની કીંમત, અને અલ્લાહના દીનની નીશાનીઓની મોટાઈ અને ઈસલામના પવીત્ર શહેરો, અને જગ્યાઓનું માન પોતાના દીલપર દૃઢ રીતે બેસાડી આગલા વખતોમાં, અને હાલના વખતમાં કે જે બનાવો બનેલા છે, અને બને છે, તેના પર એક ઉંડી નજર નાખે, તો તેને જણાશે કે; ઈસલામીઓ સૌથી મોટી અને કીમતી દોલત: જેની રક્ષા કરવી દરેક ઈમાનદારની પહેલી ફરજ છે. તે કેવી રીતે લુંટાઈ રહેલી છે, અને કેવા કેવાં જુઠાં વચનો; અને શરમ ભરેલા કાવત્રાંઓ અને છુપી ચાલાકીઓથી, અરબસ્તાનના દ્વિકલ્પ ને માટે ઈસલામના મહાન પેગમ્બર સાહેબે જે બારેમાં ભારે તાકીદ કીધી હતી; તેનો મુકાબલો (પુરે પુરા કુવે દ્વેષ ભાવથી) કરવામાં આવી રહેલો છે.

અલ્લાહના દુશ્મનોએ ઈસલામના માન, અને દબદબાને જડમૂળથી નાબુદ કરવામાં કોઈ પણ કોશીશ બાકી રહેવા દીધી નથી. મેસોપોટેમીઆ પેલેસ્ટાઈન; અને સીરીઆ જે દેશો ને (પૈગમ્બર સાહેબના) સહાબીઓ; અને તાબેઈનો, (રદી) એ પોતાના લોહીની નદીઓ વહેવડાવીને કબજે કર્યા હતા; તેજ દેશોને કાફીરો પોતાની લોભી ઈચ્છાઓનો, અખાડો બનાવી રહેલા છે. ખિલાફતના વખતની કબજીઓ ઉડાવી દેવામાં આવી. મુસલમાનોના ખલીફની હસતી; કે જે વડે પૃથ્વિપરના બધા મુસલમાનોની હસતીઓનો સંબંધ; એક બીજાની સાથે જોડાયલો રહે છે. અને પૃથ્વિપર અલ્લાહ પાકના છાયા તરીકે હોવાને લીધે આકાસી કાનુનોને, દુનીયામાં જે ફેલાવનારો હતો. અને ઈસલામીઓના પરસપર હકો, અને તેઓની દીનદુનીઆની ભલાઈનો, રક્ષક, અને અલ્લાહના દીનની નીશાનીઓને (કાફીરોના હુમલાઓથી મટતી) બચાવવાનો જામીન અને ઈસલામી દીનની ચડતીમાં કોશીષ કરનારો હતો. તે પણ અગણીત દુશમનોના હુમલામાં ઘેરાઈ જઈને લાચાર થઈ ચુકયો છે.

સબ્બત અલય્ય યા મસાઅબુન લો અન્નહા
સબ્બત અલલ અઈયામે સુમરુન્ના લયાલીહા

એટલે મારાપર એવી આફતો આવી પડી કે જો તે આફતો જમાનાપર આવી પડે તો તેવી તોને લાચાર બનાવી કાઢે.

રસુલુલ્લાહ (સલ)ની ધજા (ઝુંડો) (ખોદા ના કરે) નમતો જાય છે. હજરત અબુઉબૈદ બીન અલજરાહ, સઅદબીન અબીવકાસ, ખાલીદબીન વલીદ, અને અબુ આઇયુબ અનસારી (રદી)ની, રૂહો પોતાની સુખશાંતીની જગ્યામાં બેચેન થઇ રહેલી છે.

એ બધું કેમ થઇ રહેલું છે માત્ર એટલાજ માટે કે, મુસલમાનોમાંથી પોતાનું માન અને પોતાના કોમની હીમાયત અને લાગણી તદન મટી ગયાં છે જે બહાદુરી, અને ધાર્મીક લાગણી તેઓને વશંપરંપરા મળી હતી, તે તેઓએ ગફલત, અને મોજશોખની ખુમારીમાં બીજાઓને સોંપી દીધી.

આવી મુશીબતને વખતે એક મુસલમાને બીજા મુસલમાનની મદદ કીધી નથી. એટલુંજ નહીં પણ મોટી આફત તો એ આવી પડી કે, કાફરોની દોસ્તી; તેઓની મદદ, અને વફાદારીના જોસમાં, એક મુસલમાને બીજા મુસલમાનની કતલ કીધી, ભાઇએ ભાઇનું લોહી ચુસ્યું અને ઇસલામના દુશમનોની સામે પોતાને વફાદાર સાબેત કરવામાં, તેઓએ પોતાના હાથ પોતાના લોહી વડે રંગ્યા

હે ઇસલામી પુત્રો! અને હે દેશબંધુઓ અને ધર્મબન્ધુઓ! તમને મારા કરતાં વધારે ખબર છે, કે જે મુસલમાનોને બાળનારી અગ્નીરૂપ વીજળીએ, ઇસલામી હકુમતોની સ્વતંત્રતાના તૂલને, બાળી નાખ્યો, અને ઇસલામી ખીલાફતના મહેલને, આગ લગાડી દીધી, તે વીજળીનું હાડપીંજર અથવા શરીર અરબો, અને હીન્દુસ્તાનીઓનાં ગરમ; અને તાજાં લોહીથી બનેલું હતું. અને મજકુર ઇસલામી પવીત્ર શહેરોમાં જે ધન દોલત વડે ખ્રીસતીઓનો જય થયો હતો, તેનો સૌથી મોટો ભાગ, તમારાજ હાથોનો કમાવેલો હતો

ત્યારે શું હજી પણ કોઇ એવો ઠોઠ અને મુઢ મુસલમાન મળી આવશે? કે જેને ખ્રીસતીઓની સાથે દોસ્તી રાખવાનાં અને તેઓની મદદ કરવાનાં છેવટનાં પરીણામો જણાઇ આવ્યા નહી હોય? અને એવી નાજુક હાલતમાં, જ્યારે ડુબતો માણસ એક તણખલાનો આશ્રો ઢુંઢતો હોય તે ઠોઠને એ વાતની ફીકર હોય કે; ખ્રીસ્તીઓની સાથે દોસ્તી રાખવી, જાયઝ હોવાનુ એક પણ કારણ મને મળી આવે, તો સારૂં

ઓ મારા મીત્રો! અમુક કામ ફરજ છે, કે મુસતહબ, એનો વાદવીવાદ કરવાનો આ વખત નથી પણ ઇસલામી ધર્મ લાગણી અને ધર્મના જુસ્સાને ઉપયોગમાં લેવાનો છે. આ વખતના આલેમોનો, નાનો મોટો મતભેદ તમારી હીંમતોને તોડી નાંખે નહીં, અને તમારા મનના ઉભરાઓના ખીલતાં ફુલોને ચીમળાવી નાંખે નહીં.

હું તમને હમણાં એમ કહેતો નથી, કે તમે તરવાર પકડીને જેહાદ કરવા નીકળી પડો. અથવા મેસોપોટેમીઆ અને સીરીઆમાં જઇ પોતાના અરબ, ભાઇઓની મદદ કરો. બલકે, હું ફકત એટલીજ માંગણી કરૂં છું, કે પોતાના દુશમનોનાં બાજુઓને, શકતીવાન બનાવો નહીં. અલ્લાહ તઆલાનાં નીચે જણાવેલાં, ફરમાનો પર બને તેટલી ચુસ્તી ચાલાકી, અને જવાંમર્દી ખરા ભાવથી અમલ કરી દેખાડો.

૧. યા એ યોહલ લઝીના આમનુંલા તત્ત્ખેઝુલ યહુદા વનનસારા અવલેયાઆબાઅ ઝુહુમ ઔલીયાઓ બાઅદ; વમંઇ યતવલ્લહુમ મીનકુમ ફ ઈની. નહુમ મીનહુમ (સુરએમા ઇદા રૂકૂઅ ૮ મો.)

૨ લાયત્ત ખેઝીલ મોમેનુનલ કાફેરીના ઔલેયાઆ મીન દુનીલ મુઅમેનીન વમેં યફઅલ ઝાલેકા ફલઇસા મેનલ્લાહે ફી શૈઈન (આલ ઇમ્રાન રૂકૂઅ ૩ જો)

૩. બશ્શીરીલ મોનાફેકીના બેઅનનાં લહુમ અઝાબન અલીમા અલ્લઝીના યતતખેઝુનલ કાફેરીના ઔલેયાઆ મીનદુનીલ અમે-નીન અયબ્તગુના ઈનદહોમુલ ઈઝ્ઝતા? ફઈનનલ ઈઝ્ઝતા લીલ્લાહે જમીઆ. (નેસાઅ ૨૦મો)

૪. યા એ યોહલ લઝીનાં આમનું લાતત્તખેઝુલ કાફેરીના ઔલેયાઆ મીન દુનીલમુઅમેનીન અ તોરીદુના અન તજ અલુલલ્લાહો અલ્યકુમ સુલતાનમ મોબીનાં. (નિસાઅ ૨૧ મો)

૫ યા અઈયોહલ લઝીના આમનુંલાતત્તખેઝુલ લઝી ખઝુ દી નકુમ હુઝવન્નલએબન, મીનલ લઝી ઉતુલ કિતાબા મિન કબલેકુમે વલકુફ્ફાર ઔલિયાઆ વત્તકુ લ્લૈહે ઇન કુનતુમ મોઅમેનીન. (માએદા ૯મો)

૬ તરાકસીરમ મીનહુમ યતવલ્લવનલ લઝીના કફરૂ લબેઅસા મા કદ્દમતલહુમ અન ફ઼સહુમ અન સખેતલલાહો અલૈયહીમ વફીલ અઝાબે હુમ ખાલદુન તલવ કાનું યુઅમેનુના બીલ્લાલાહે વનનબીએ વમાઉનઝેલા એલઇહે મત્તખઝુ હુમ અવલેયાઆ લાકીનના કસીરમ મીન હુમ ફાસેકુન (માએદા ૧૬ મો)

૧. હે મોમેનો! યહુદી તથા નસારાને તમારા મીત્ર તરીકે લ્યો નહીં. તેઓ એક બીજાના દોસ્ત છે. અને તમારામાંનો જે કોઇ તેમની સાથે દોસ્તી રાખે તો ખરેખર તે તેઓમાંનો છે.

૨. મોમેનોએ મોમેન સીવાઇ કાફેરને દોસ્ત તરીકે નહીં લેવા જોઇએ, અને જે તેમ કરે છે તેનામાં ખુદાના ધર્મનો કઇ અંશ નથી.

૩. મોનાફેકોને ખુશ ખબર આપ કે તેઓને માટે દુઃખદાયક સઝા છે. કે જેઓ કાફેરોને મોમેનોને બદલે દોસ્ત તરીકે લે છે શું તેઓ તેમની પાસેથી માન મેળવવા માંગે છે. ખરેખર માન સઘળું તો ખુદાનેજ છે.

૪. હે મોમેનો, તમે કાફેરોને મોમેનોને બદલે દોસ્ત તરીકે લીઓ નહી. શું તમે ઇચ્છો છો કે તમેજ તમારી પોતાની વીરૂદ્ધ ખુદાને ચોખ્ખી સાબેતી આપો?

૫, હે મોમિનો! જેઓને તમારી પહેલાં કિતાબ દેવામાં આવી છે તેઓમાંના જેઓ તમારા ધર્મને મશ્કરી અને રમતમાં ગણી કાઢે છે તેઓને તેમજ કાફિરોને દોસ્ત તરીકે લ્યો નહીં અને તમે ખોદાથી ડરો જો તમે મોમિન હો.

૬. તું તેમાંનાં ઘણાને જોસે કે તેઓ કાફિરો સાથે દોસ્તી કરે છે જે તેઓએ પોતેજ પોતાને માટે આગળ મોકલ્યું છે તે દુષ્ટ છે. (તે એજ છે કે જેથી ખુદાનો કોપ તેમના ઉપર થયો છે. અને શીક્ષામાં તેઓ નીરંતાર રહેનાર છે. અને જો તેઓએ ખુદા, અને પયગમ્બર, અને જે પયગમ્બરના તરફ નીચે મોકલવામાં આવ્યું છે તે માન્યુ હોત તો તેઓ કાફેરોને દોસ્ત તરીકે લેત નહી, પણ તેઓમાં ઘણા દુષ્ટ કામ કરનારા છે,

૭. લાતજેદો કૌમૈં યુઅમેનુના બીલલા હે વલ યૌમીલ આખેરે યોવાદદુના મન હાદદલ્લાહા વરસુલહુ વલોકાનુ આબાઅહુમ અવ અબનાઅહુમ અવ એખવાનહુમ અવ અશીરત હુમ ઉલા એકાકતબા ફી કોલુબેહેમુલ ઈમાના વ અયદહુમ એરહીમ મીન્હો વયુદખેલોહુમજન-નાતીન તજરી મીન તહતેહલ અનહારો ખાલે દીના ફીહા રદેયલલાહો અનહુમવરદૂ અનહો ઉલાએકા હીઝ બુલલાહે આલા ઈન્ના હીઝ બલલાહે હોમુલ મુફલેહુન. (સૂરએ મોજાદેલા)

૭. તુ એવી કોઈ કોમને જોઈશ નહી જે ખુદા અને છેલ્લા દીવસમાં ઈમાન લાવે ( અને ) તેઓ તેની સાથે દોસ્તી કરે કે જે ખુદા અને તેનાં પેયગમ્બર વીરૂદ્ધ જાય છે અગર જો કે તેઓ પોતાના બાપ અથવો તેમનાં છોકરાઓ અથવા તેમના ભાઈઓ અથવા તેમના સગાં વહાલાં હોય. આ લોકો એવાં છે કે જેઓના અંતઃકરણમાં ખુદાએ ઈમાન લખ્યું છે ( સાબેત રાખ્યું છે , અને તેઓને પોતાના તરફની મદદથી શકિત આપી છે. અને તેઓને બેહષ્તવાડીઓમાં દાખલ કરશે કે જેની નીચે નદીઓ વહે છે; તેમાં તેઓ સદા રહેનાર છે. ખુદા તેઓની સાથે રાઝી થયો છે. અને તેઓ ખુદાથી રાઝી થયા છે. તેઓ ખુદાનું લશ્કર છે જાણો, ખરેખર ખુદાનું લશ્કરજ ફતેહ મેળવનાર છે.

૮. યાઐયોહલ લઝીનાઆમનુંલાત્ત તખેઝુ, અદુ વેવઅદુવકુમ અવલેયાઆ તુલકુનાએલઈહેમ બીલ મવદદતેવકદકફરૂબેમાંજાઅકુમ મેનલહકકે (સૂરએ મુમતહેના )

૮. હે મોમેનો ! તમે મ્હારા દુશ્મન અને તમારા દુશ્મનને દોસ્ત તરીકે લો નહી તમે તેઓનાં તરફ દોસ્તીથી ( પયગમ્બર વિષે ) ખબર મોકલો છો, અને ખરેખર તેઓએ જે સત્ય તમારી પાસે આવ્યું છે તે માન્યું નથી.

એ હેતુનું લખાણ, કુરઆને શરીફની આયતોમાં, ઘણી જગ્યાએ આવેલું છે. જેને આ ઠેકાણે એકઠું કરવાની, હમારી મતલબ નથી. પણ, એટલું તો તમારે જાણી લેવું કે ' ઔવલીઆ" (શબ્દ જે મજકુર આયતોમાં વારંવાર આવેલો છે, તેનો તરજુમો અમે દોસ્ત અને મદદગાર નો કીધો છે, તે તરજુમો અમે ઇમામ ઇબને જરીર તબરી, અને હાફેઝ ઈમાદુદ્દીન ઇબને કસીર, અને ઇમામ ફખરૂદ્દીને રાઝી, જેવા મહાન તફસીર વાળાઓના ખોલાસા પરથી લીધેલો છે—

અમારી મતલબ માત્ર એટલીજ છે કે, તરકે મોવાલાત ( અસહકાર અથવા નોનકો ઓપરેશન ) ના અર્થોમાં જેવી રીતે તેઓની મદદ કરવી દાખેલ છે, તેવીજ રીતે, તેઓ (ક્રીસતીઓ) થી મદદ લેવી પણ શામેલ છે, તેથી કરીને, આપે પુછેલા સવાલ પેહલા અને બીજાનો જવાબ એ થશે કે, સ્કુલો (તેમજ કાલેજો અને યુનીવર્સીટીઓ) માં ગવરમેંનટ તરફથી મદદ લેવામાં આવે છે અને વિદ્યાર્થીઓને જે સ્કોલરશીપો મળે છે, તે સઘળી છોડી દેવાને લાયક છે. અને એવી તરેહના અસહકાર માં, વીદ્યાર્થીઓને, પોતાનાં માં બાપ (કે વડીલોની)

રવાનગી મેળવવાની જરૂર નથી બલકે, ઉલટું તેઓની ફરજ છે કે, વીદ્યાર્થીઓ પોતે અદબ, અને માનની સાથે પોતાના માં બાપને (અથવા વડીલોને) અસહકાર કરવા તત્પર કરે.

હાલમાં કેટલાક વીદ્યાર્થીઓને જે શક, સુબેહ મનમાં પેદા થાય છે. તેવીજ શંકાઓ જનાબ નબી (સલ) ના મુબારક વખતમાં કેટલાક સહાબીઓને પેદા થઈ હતી. અને તેથીજ તેઓએ જનાબ રસુલુલ્લા હ (સલ) ની જનાબમાં અરજ ગુજારી કે આ રસુલુલ્લાહ અમે કાફેરોથી તદન જુદા પડી, તેઓની સાથે ના હમારો સબંધ પુરેપુરી રીતે, કેમ કરીને તોડી નાખી શકીએ છીએ ? જો અમે એમ કરશું તો, અમે અમારા માં બાપથી, અમારા બેન ભાઇઓથી; અને હમારાં સઘળાં સગાં વહાલાંઓથી, દૂર પડી જશું અમારો વેપાર, રોજગાર, તદન ભાંગી પડશે અમારી ધનદોલતને હમે ખોઇ બેસશું અને અમારી વસતીઓ, ઉજ્જડ થઈ જશે એનો જવાબ; અલ્લાહ તઆલાએ નીચે પ્રમાણે આપ્યો.

કુલ ઇન કાના આબાઓકુમ વા અબના ઓકુમ વ ઇખવાનોકુમ વ અઝ્વાજોકુમ વ અસીરતોકુમ વ અમવાલોનિક તરફતોમુહા વ તેજારતુન તખશવના કસાદહા વ મસાકેનો તરદોનહા અહબ્બા એલઇકુમ મેનલલાહે વ રસુલેહી વ જેહાદીન ફી સબીલેહી ફતરબ્બસુ હત્તા યા તેયલ્લાહો બે અમરેહી વલલાહો લાયહદીલ કૌમલ ફાસેકીત ( સુરએ તૌબા ૩જો રૂકુઅ )

કહે જો તમારા પીતાં, અને તમારા પુત્રો અને તમારા ભાઇઓ અને તમારી સ્ત્રીઓ, અને તમારા સગાં વહાલાઓ, અને તમારી માલ દોલત કે જે તમે કમાયા છો, અને વેપાર કે જેનાં નુકસાનથી તમે ડરો છો, અને મકાનો કે જે તમે પસંદ કરો છો તે સર્વે ચીજો, ખુદા અને તેનાં પયગમ્બર અને ખુદાને રસ્તે લડાઇ કરવી તેનાં કરતાં તમને વધારે પ્રીય હોય તો રાહ જુવો જ્યાં સુધી ખુદા પોતાનો હોકમ ( શીક્ષા માટે ) મોકલે; ખુદા ખરાબ કામ કરનાર લોકોને રસ્તો દેખાડતો નથી.

કોઇ વખતે, મનમાં એવી શંકા ઉત્પન્ન થાય છે, કે હાલના વખતમાં, જે જે ચળવળો દેશમાં ફેલાઇ રહી છે, ખુદા નહી કરે, કે જો તેઓ નીષ્ફળ ગઇ, અને ગવર્મેન્ટ પોતાનો કબજો ખરો કરવા પર અડગ રહી; તો અમને ભારેમાં ભારે, નુકશાની પહોંચવાની બીક છે એજ પ્રકારનાં વીચારો, નોબુવતના મુબારક વખતમાં પણ મુસલમાનોને આવતા, જેવી રીતે કે કુરઆન શરીફમાં છે કે "તેઓ કહે છે કે અમે બીહીએ છીએ કે રખેને અમારા પર કાળનું ચક્ર (ગર્દિશે જમાના) આવી પહોંચે (સુરએ માએદા ૮ મો રૂકુઅ) એટલે મોનાફિકો કહે છે કે યહુદીઓ સાથે અમારી દોસ્તી અને અરસ્પરસ મદદ એટલા માટે છે કે રખેને જમાનો ફેરવાઇ જાય અને જનાબ નબી (સલ)ની ઇચ્છાઓ નિષ્ફળ જાય અને યાહૂદીઓની ફતેહ થાય તો તે વખતે અમારા પર તો ઘણીજ આફતો આવી પડવાની તેના જનાબમાં ખોદાપાક ફરમાવે છે કે

ફઆસલલાહો અઁ યાતેઆ બીલ ફતહે ઔવ અમરીન મીન ઇનદેહી ફ્યુસ બેહુ અલામાં અસર રૂરી અન ફેસે હીમના દેમીન. (માએદા ૮ મો રૂકુઅ)

પણ કદાચ ખુદા ( મુસલમાનોને ) ફતેહ અથવા પોતાની પાસેથી કાંઇ હોકમ મોકલે કે તેઓએ પોતાના હૃદયમાં જે છુપાવ્યું હતું, તેને માટે તેઓ પસતાવો કરનાર થાય" ( માએદા ૮ મો રૂકુઅ )

ત્યારે ઓ મારા મીત્રો! તમે ખુદા પાક પર સંપુર્ણ ભરોસો કરીને, તેના દીનના રે ખૂબ મજબુત ધરી રાખીને, પોતાના દ્રઢ વીચાર પર કાયમ રહેજો અને ખ્રીસતીઓની દે અને તેઓની મદદ કરવાનો છોડી દેશો ને પોતાની ગુંજાશ માફક, જેટલી કંઇ ઇસલામી અને ઇસલામીઓની; મદદ કરી શકતા હોય તેમાં ગફલત કરશો નહી કારણ કે હવે ગ કરવાનો વખત નથી.

સારે ભાગ્યે હાલના સમયમાં હીન્દુસ્તાનના સૌથી મોટી સંખ્યાની વસતી વાલી (હિન્દુઓ) નો, જાહેર હેતુ પણ; તમારી સાથે જોડાવવાની; અને પંજાબના બનાવો, અને ગવરમેન્ટની ઇચ્છાને લીધે; ખ્રીસતીઓ સાથે અસહકાર કરવાનો છે. વળી હાલમાં સાંભળવા આવ્યું છે, કે શીખલોકો પણ ઉપર પ્રમાણેનાજ હેતુ પર ચાલવાનો ફેસલો કરી લીધો આ તકને એક સોનેરી તક સમજવી જોઇએ તમે તમારી ઇચ્છાઓ માટે, માત્ર ખુદાપાકથીજ પુ થવાની: ઉમેદ રાખજો: તમારો દોસ્ત અને મદદગાર તો ફકત તેજ છે, અલબત્ત જે કોમો તમા આ પાક હેતુની સાથે: તમારી માગણી વગર. પોતેજ જોડાઇ જાય; અથવા તમારી મદદ, અ દીલસોજીમાં ભાગ લે; તો તમે પણ, તેઓની સાથે; સલાહ સંપની સાથે, વરતો અને મરવત અને ભલાઇ, તેઓ સાથે કરો કારણ કે કુરઆને શરીફમાં હુકમ છે; કે.

લા યનહા કો મુલલાહો અનીલ ઝીના લમયોકાતેલુ કુમ ફીદદીને વલમ યુખરેજોકુમીન દીયારેકુમ અન તબરરૂહુમવતુક સેતુ ઇલયહીમ ઇનલલાહા યોહોબ્બુલ મુકસેતીન ઇનનમા યનહા કોમુલલાહો અનીલલઝીના કાતલુકુમ ફીદદીને વ અ ખરજુકુમ મીન દીઆરેકુમ વઝહરુ અલા ઇખરાજેકુમ અન તવલ લુહુમ વમંયતવલ લહુમ ફઉલાએકા હોમુઝ ઝાલેમુન ( સુરએ મુમતહેના. )

જેઓએ તમારી સાથે ધર્મની બા લડાઇ કરી નથી, અને તમને તમારા ઘરમ બહાર કાઢી મુકયા નથી તેઓનું ભલું કરવા અને તેઓના તરફ નીયાયથી વરતવાની ખુ તમને મના કરતો નથી. ખરેખર ખુદા ન્યાય કરનારાઓને ચાહે છે માત્ર જેઓએ તમારી સાથે ધર્મ બાબતમાં લડાઈ કરી છે, અને તમને તમારા ઘરોમાંથી બહાર કાઢી મુંકયા છે, અને તમ બહાર કાઢવામાં એક બીજાએ મદદ આપી છે તેઓના સાથે દોસ્તી કરવાની ખુદા તમને મના કરે છે. અને જે તેઓને દોસ્ત રાખે છે તેઓ ખરેખર ઝોલેમનારો છે.

આ ઠેકાણે મુસલમાનોને એટલી સુચના કરવાની જરૂર છે. કે હીન્દુ અને મુસલમાનોની એકત્રતાની અસર મુસલમાનો પર એવી રીતે નહી પડવી જોઇએ કે મુસલમાનો પોતાના કોઇ પણ દીની હુકમને બદલી કાઢે અથવા કાફીરો અને મુશરીકોના ધર્મની નીશાનીઓને, પો અખતીઆર કરવા લાગી જાય. જો તેઓ એવી રીતે કરશે તો, "નકી બરબાદ ગુનાહ લાઝીમ ની કહેવત તેઓ પોતાના ઉપર જરૂર લાગુ પાડશે.

મારી મતલબ એ છે, કે અસહકાર પર તમારે ઘણાજ પ્રમાણીક પણે ચાલવું અને ફકત; ખુદાપાકથીજ ઉમેદ રાખવી: અને જે વીદ્યાર્થીઓથી ખુદાપાક, અને તેઓના સગાંવહાલાંઓના હકો અદા કરવામાં કંઇ પણ ખામી ન આવતી હોય તેઓએ આ અસહકારની, ચળવળમાં પણ ભાગ લેવો. દીનને વાસ્તે, જેટલી કેળવણીની જરૂર છે, અને જીંદગાની, જરૂર તો પુરી " જેટલી કેળવણીની જરૂર છે, તેટલી મેળવ્યા પછી, આજકાલ એ ચળવળમાં મ

કારક છે. અલ્લાહ પાક અમો સર્વેને, જે જે વાતોમાં તે રાજી ખુશી હોય, તેના સવાબ. અમને ઇચ્છા આપે.

બાકી રહી ગયલા, તે લોકોએ; કે જેઓને માથે; પોતાની ઔલાદ, અથવા ઓરત, માંબાપના હકો અદા કરવાના હોય, એ અસહકાર ના કામમાં; એવી રીતે ભાગ લેવો જોઇએ, જેથી તેઓનું ભરણ પોષણ, કરવામાં કોઇ તરેહની, ખામી આવવા પામે નહીં. કારણ કે, તેઓનું ભરણ પોષણ કરવું પણ ફરજ છે. ખીલાફતની મદદ અને તેના હકો સાચવવામાં, કોશેશ કરનારને તેચંદામાંથી. કે જે એજ કામને માટે કરવામાં આવેલો હોય જરૂર જોગું, ખીલાફત કમીટી; તેની સેવા બજાવવાના બદલામાં તે માણસને જે કંઈ આપે, તેનું લેવુ પણ, તે માણસને જોઇએ છે.

મતલબ એ કે કાફેરોની સાથે દોસ્તી રાખવી, અને તેઓને મદદ કરવી; હરામ છે. અને પોતાની શકતી પ્રમાણે; જેમ બને તેમ પોતાને, અને બીજાઓને, એવી દોસ્તી અને મદદથી દૂર રાખવું જરૂરી છે. અને દરેક મુસલમાનને જોઇએ કે દરેક બાજુના ઉમેદથી પોતાનું ધ્યાન ખસેડીને પોતાનાં માન વાળા રબની સાથે પોતાનું મન લગાડે, કે જેના હાથમાં દરેક રાજા અને રંકના દીલોની લગામ છે.

મસલેહત દીદે મન આંનસ્ત કે યારાં હમા કાર
બે ગુઝાર દો સરે તુરંએ યારે ગીરંદ

અર્થ:-મારા મનનો ખરો હેતુ એ છે કે મારા મિત્રો બધાં કામ છોડી દઇને માત્ર (સૌથી ખરા) દોસ્ત (ખેદાપાક)ની હકુમતના તાબેદાર પોતાને બનાવે.

હવે આ સેવક પોતાની આ અરજ ગુજારવી બંધ કરે છે માત્ર વધારામાં એટલું કહેવાની રજા લે છે, કે હું કોઇ મુફતી નથી, ફતવો લખવો બીજા આલેમોનું કામ છે. છતાં; હું ઉમીદ રાખું છું કે મારા આ લખાણોથી આપ સાહેબોને પોતાના સવાલોના જવાબો મળી આવસે, અને અલીગઢ કોલેજની ઇમારતો; અને લાઇબ્રેરીઓ, વીગેરેના સંભાળવાના વિચારો સાથે એ વીચાર પણ આપના દીલોને જગાડશે, કે કોન્સ્ટંટીનોપલ સીરીયા, પેલેસ ટાઇન અને મેસોપોટેમીઆં, કે જેની કીમતથી મઝકુર ઇમારતો અને લાયબ્રેરીઓની કીમતથી અગણીત વધારે છે, તેઓની રક્ષામાં, કોશીશ કરવી, એ પણ આપણીજ મોટામાં મોટી ફરજ છે.

સૌથી છેવટમાં, મને એ પણ કહી દેવું જરૂરી છે, કે અસહકારની ચળવળમાં હાલમાં ફતેહમંદ નીવડવાનો પુરેપુરો આધાર એ બાબત ઉપર રહેલો છે કે પબ્લીક સુખ શાંતિને નુકસાન પોંહચાડવાનું, અથવા લોહી વહેવડાવવાનું કારણ થઇ પડે એવી કોઇ પણ ચળવળ મુસલમાનો તરફથી: અમલમાં આવવી જોઇએ નહી અને આ દેશના દરેક કોમના, અગ્રેસરો, અને સમજુ આગેવાનોની. પોતાની કોમને; એજ એક શીખામણ છે, જેને દાંતો વડે, મજબુત પકડી લેવી જોઇએ. નહીં તો ફાયદાને ઠેકાણે નુકસાની પહોંચવાનો ભય છે.

તા૦ ૧૨ માહે સફર સને ૧૩૩૯ હીજરી.

આપ સઘળાનો ભલુ ઇચ્છનાર
સેવક,
મહમૂદ.

# જાહેર ખબર.

## નીચલી કીતાબો ત્યાર છે

એક આનાના પોસ્ટ ટીકીટ મોકલેથી મોકલી આપવામાં આવશે.

## ખુતબએ સદારત

અને

## સહકાર મરદુદ.

મોવલાના સેખુલહીંન્દ મહમુદ હસન (રહ)

## ખુદબએ સદારત.

મોવલાના ખલીલ અહમદ સાહેબ, સહરાનપુરી.

## મુકામાતે મુકદદસાં.

મોવલાના મોહમદ હુસેન રાંદેરી.

ખીલાફત કમેટી રાંદેર.